# ૧૦૧ ખુદાના નામ

## વીગેરે.

છપાવનાર

**દી. મે. ઇ.**

૬૧૭ સચ્ચાપીર સ્ટ્રીટ, પુણા.

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પ
પારસી ઑરફનેજ, કૅપતન પ્રિંતીંગ વ
નં. ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઇમાં
મેહેરજી બેરામજી મીઠાઇવાલાએ છાપ્યું
છે, અને શેઠ દીનશાહ મેરવાન
ઇરાનીએ સચાપીર સ્ટ્રીટ, પુણા
મધેથી પ્રગટ કીધું છે.

# પાક દાદાર અહુરમજદનાં
# ૧૦૧ નામ



બામદાદના વખતમાં પુરતી પવિત્રાઇ સાથ, ાંત મને, નીચે લખેલાં પાક દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો જો ત્રણ વરસ સુધી પઢવાને જારી રાખે તો, પઢનાર ધણી હરએક આફત યા મુશકીલીમાંથી પોતાનો અજાયબ રીતે બચાવ થયલો જોશે. અને પોતાના સારા ઉમદા પવિત્ર વીચારોથી મીનોઇ ગેબી ચમતકારોના કાંઇક જાંખા ખ્યાલો સાથ પાક અહુરમજદી રાહ તરફનો રસ્તો લેતો પોતાને જોશે.

યજદ. હરવસપ તવાંન. હરવરસપ આગાહ હરવસપ ખોદા. અબદહ. અબી–અનજામ. મુનશતહ. ફરાખતંતહ. જમગ. પરજતરહ. તુમ

અફ્રયહ. અબરવંદ. પરવંદહ. આંનઅયાફ્રહ.
હુમ-હઅયાફ્. આદરૌ. ગીરા. આચેમ. ચમના.
સપેના. અફ્જા. નાશા- પરવરા. આયાનહ.
આયઇન-આયાનહ. અનઆયાનહ. ખરોશીદતુમ.
મીનોતુમ. વાસના. હુરવસતુમ. હુસેપાસ. હુર-
હેમીદ. હરનેકફ્રેહ. બેશતરના. તરોનીસ. અનુશક
ફ્રશક, પજોહદહદ, ખવાપર, અવખશાયા,
અબરજાહ. અ-સિતોહ. રખોહ. વરૂન.
અ-ફ્રીપહ. બે-ફ્રીતફ્રહ. અધવઇ. કાંમે=રદ
ફ્રમાંન કામ. આયેખતન. અ-ફ્રમુશ. હમારના.
સનાયા. અ-તરસ. અ-બીશ. અફ્રાજદુમ
હમચુન. મીનો સતીહગર. અ-મીનોગર. મીનો
નહબ. આદર-આદગર. આદર-નમગર. બાદ
આદરગર. બાદ-નમગર. બાદ-ગેલગર. બાદ
ગેરદતુમ. આદર-ફ્રીબરીત તુમ. બાદગરજાએ.
આબતુમ. ગેલ-આદરગર. ગેલ-વાદગર. ગેલ

નમગર. ગરગર. ગરેગર. ગરાગર. ગરાગરગર. અ–ગરાગર. અ–ગરાગરગર. અ–ગુમાન. અ-જમાન. અ–ખુઆન. અમુશત હુશીઆર. ફ્શુતનાં. પદમાંની. પીરોજગર. ખુદાવંદ. અહુર-મજદ. અબરીન–નોતવાં. અબરીનકોહનતવાંન વસપાંન. વસપાર. ખાવર. અહુ. અવખશીદાર. દાદાર. રયોમંદ. ખુરેહમંદ. દાવર. કેરફેગર. ઓખતાર. ફરશોગર. અષેમ વોહુ ૧.

રોજ, માહ અને ગેહ સાથે ભનવું.

---

**સરવે બંદગી ભણતર નહી બને તો દર ગેહમાં સરોશની ખશનુમન સાથે કુશતી કરવી ને સરોશ બાજ ભણવો.**

---

## સરોશ બાજ.

ખશનઓથર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૧)

૫ નામે યજદાંન અહુરમજદ ખોદાએ અવ-જુની, ગોરજે ખોરેહ અવજાયાદ, સરોશ અશો, તગી, તન, ફરમાન, શેકફત જીન, જીન અવજાર, સાલારે દામાને અહુરમજદ બેરસાદ. અજ હમા ગુનાહ પતેત પશેમાનુમ; એજ હરવસતીન દુશમત દુજુખત દુજવરશત, મેમ ૫ ગેતી મનીદ, ઑઍમ ગોફત, ઑઍમ કરદ, ઑઍમ જસત, ઑઍમ બુન બુદ એસતેદ, એજ આન ગુનાહ મનશની ગવશની કુનશની, તની રવાની ગેતી મીનોઆંની, ઓખે અવાખશ પશેમાન, ૫ સે ગવશની ૫ પતેત હોમ. યથા વહુરિયો (૫), અશેમ વોહુ (૩).

ફરવરાને મજદયસનો જરથુશતરીશ વીદએવો અહુરતકએષો (જે ગેહ હોય તે પઢે) ફરસ-સતયએચ. સરઓપાટે આપયેહે, તખમહે, તનુ

માથરહે, દરષી દરઓશ, આહુઇરિયેહે, ખશન-ઓથર યસનાઇચ વહમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ, યથા અહુ વઇરિયો જઓતા ફ્રા મે મરૂતે, અથા રતુશ અષાતચીત હચ ફ્રા અષ્વ વીધ્વાઓ મરઓતુ.

સરઓષેમ આષીમ, હુરઓધેમ, વેરે થરા-જનેમ ફ્રાદત ગએથેમ, અષવનેમ અષહે રતુમ યજમઇદે. અહુનેમ વઇરીમ તનુમ પાઇતી; અહુનેમ વઇરીમ તનુમ પાઇતી અહુનેમ વઇરીમ તનુમ પાઇતી, યથા અહુ વઇરિયો ( ૧ ).

☞ ( **કેમના મજદા**) આખી પઢે.

યથા અહુ વઇરયો ( ૨ ); યસનેમચ વહ-મેમચ અઓજસચ જવરેચ આફ્રીનામી, સરઓષહે અષયેહે, તખમહે, તનુમાંથરહે, દરશી દરઓશ, આહુઇરયેહે. અષેમ વોહુ (૧)

## અહમાઈ રએશચ.

અહમાઇ રએશચ ખરેનસચ, અહમાઈ તનવો દરવતાતેમ, અહમાઇ તનવો વજદવરે, અહમાઇ તનવો વેરથરેમ, અહમાઇ ઇશતીમ પઓઉરૂશ ખાથરાંમ, અહમાઇ આસનાંમ ચીત ફ્રજનતીમ, અહમાઇ દરેઘાંમ દરેઘોજીતીમ, અહમાઈ વહીશતેમ અહુમ અષઓનાંમ, રઓચંઘહેમ, વીસપો ખાથરેમ, અથ જમયાત યથ આફ્રીનામી. અષેમ વોહુ (૧).

## હજંઘરેમ.

હજંઘરેમ બએપજનાંમ, બએવરે બએપજનાંમ હજંઘરેમ બએષજનાંમ, બએવરે બએષજનાંમ; હજંઘરેમ બએષજનાંમ, બએવરે બએષજનાંમ. અષેમ વોહુ (૧)

## જમમે અવંઘહે મઝદ.

જસ મે અવંઘહે મજદ, જસમે અવંઘહે મજદ, જસમે અવંઘહે મજદ. અમહે હુતાશ-તહે હુરઓઘહે, વેરેથરઘનહે અહુરધાતહે, વનઇનતયાઓસચ ઉપરતાતો રામનો ખાસ તરહે વયઓશ ઉપરોકરીઍયેહે તરધાતો અન-યાઇશ દામાંન, અએતત તે વયો યત તે અસતી સપેનતે-મઇનયઓમ થવાષહે ખધાતહે જરવાનહે અકરનહે, જરવાનહે દરેઘો-ખધાતહે અષેમ વોહુ (૧)

## કેરફેહ મોજદ.

કેરફેહ મોજદ ગુનાહ ગુજારેશનેરા કુનમ, અશહી રવાન દુશારમરા હમ કેરફેહ હમા વેહાંને ફ્હત કેશવર જમીન, જમીન-પેહેના, રૂદ-દરાના, ખોરશીદ-બાલા, બુનદેહાદ બેરસાદ;

અશો એદ દેરજી! અથ જમીયાત પથ આફ્રરી-
નામી અષેમ વોહુ (૧) (રોજ માહા ભણવું.)

## ( સરોશ બાજનો સાર. )

દાદાર અહુરમજદને હું ખુશાલ કરૂં છું. એકજ ખોદાને માનવાનો, પેગમ્બર અશો જરથોસ્તની દીન પ્રમાણે ચાલવાનો, દેવના કાંમનો ધીકકાર કરવાનો અને અહુરમજદના તરીકા પ્રમાણે ચાલવાનો હું એકરાર કરૂં છું. સરોશ યજદ જે જોરાવર, માંથ્રના તનવાલો તથા અહુરમજદના તરીકા મુજબ ચાલનાર છે તેની વખાણ હું કરૂં છું. ઓ ખોદા! જ્યારે બુરાઓ મારા ઉપર છુપી રીતે હુમલો કરે ત્યારે તારા સીવાય મારો બચાવ કરનાર બીજો કોણ છે? ઓ સાહેબ, બીજો કોઇજ નહી પણ તુજ અને તારા માંથ્રવાણીનાં ભેદી કલમો. તમામ દેવો

દરૂજો અને તેઓને લગતી નાપાકીઓ મારેથી દુર થઇ જજો અને તેઓનો નાશ થજો. અશો સરોશ યજદની આંરાધના કરનારને તંદરોસ્તી, સુખ આપનાર દોલત અને જાતી અકલના ફરજદ હોજો તથા તેને અશો લોકોનું સઉથી ઉતમ બેહશત હોજો.

( અહુમાઇ રએશચનો સાર. )

ઓ ખોદા, આપ મને આએ દુન્યામાં, સુખ આપનારી દોલત અને કીરતી, તંદરોસતી અને ફતેહમંદી, લાંબી જીંદગી અને ચાલાક ફરજંદ; તથા મીનોઇ દુન્યામાં આપજે મને સઉથી સરસ બેહશતનું ઉતમ સુખ. જે દુઆ હું ચાહું છું તે આમીન હોજો.

(હુજડ.રેમનો સાર).

હજાર ઘણી તથા દશ હજાર ઘણી તંદરો-સ્તી મને હોજો. (એટલે મારૂં શરીર હમેશાં નીરોગી હોજો.)

(જસમેઅવડંહુ મજદનો સાર.)

ઓ ખોદા, તું મારી મદદે આવી મને હીંમત, ફતેહ અને ખુશી આપ. સ્પેનામીનોની પેદાયશને લગતા વાએ ઇજદ તથા ખુદરતી કાઅદેસર ફરતાં આસ્માન અને એકીનાર જમાનાની તું મને મદદ આપ.

(કેરફે મોજદનો સાર.)

ગુનાહના નીવારણુને માટે તથા રવાનની ખુશાલીને માટે સારાં કામોનો બદલો હું મેલવું, ભલાં માણસો જેઓ આએ હફતકેશવર જમીન ઉપર રહે છે તેઓને પુરતી અશોઇ મલે તથા તેઓની જીંદગી લાંબી થાય એવી દુઆ હું માંગું છું તે આમીન હોજો.

( દોઆ નામ સેતાયશનેનો સાર )

પાક ખોદા જે નેઆમતનો બક્ષનાર, ગુનાહ માફ કરનાર, બુલંદ દરજ્જાનો, ઇનસાફી, સર્વ

શકતીવાન, ગેબીઓમાં ગેબી, સર્વ જ્ઞાની તથા સઘળાનું પોખણ કરનાર છે તેની હું સ્તુતી કરૂં છું. તેજ સાહેબ સઘળી દુન્યાને પેદા કરનાર અને તેનો અંત લાવનાર છે. તેણેજ આસમાન, જમીન, પાણી, સુર્ય, ચંદ્ર, તારા, રોશણી, હવા, ગરમી, ઝાડપાન, ગોસ્પંદ વગેરે પેદા કીધું છે. એ બધાઓમાં તેણે માણસને અકલ આપીને સૌથી ચડતે દરજ્જેનું બનાવ્યું છે. તેણેજ પેગંબર જરથોસ્તને દીન આપીને આએ દુન્યામાં મોકલ્યા. તમામ બદ હવસોને દાબી સવાબના કામો હું કરૂં જેથી કરીને મારાં મરણ પછી ચીનવત પુલ આસાંનીથી પસાર કરૂં અને બુલંદ બેહશતનું ઉત્તમ સુખ મેલવું. દાદાર હોરમજદ, સાતે અમશાસ્પંદ અને ફતેહમંદ બેહરામ ઇજદ મારી મદદે પોંહચો.

એરવદ બ એ. બજાંની ચોપડીમાંથી.

# ખોદાને પામવાના રસ્તા

૧ કર્મ યોગ–કામથી

૨ ભક્તિ યોગ–બંદગીથી

૩ જ્ઞાન યોગ–અકલથી

૧. કર્મ યોગ—જે કામ કરવું તે પોતાની ફરજ છે એમ સમજીને કરવું. ફળની બીલકુલ દરકાર રાખવી નહી ને તે કામ ઇશ્વરને અર્પણ કરવું.

૨. ભક્તિ યોગ.

હદ વીનાની પ્રીતી તે ભક્તિ.

૩ જ્ઞાન યોગ—સંસારમાં જુદા જુદા ભોગો ભોગવીને સેવટ જેઓનું મન ફીકી ગયલું છે. સાચા સુખ શોધવાને જેઓ ફાંફા મારે છે તેઓને માટે જ્ઞાન યોગ છે.

(જ્ઞાન યોગ માટે) વિષય મન (ભગવાન કહે છે કેઃ–(ભગવત ગીતા પરથી) ૧૩ ભાગથી ૧

પાંચ મોટાં તત્વો, (એટલે પૃથ્વિ, પાણી, તેજ, પવન અને આકાશ), અહંકાર, બુદ્ધિ, માયા અથવા જેનું રૂપ ખુલ્લિ રીતે દેખાતું નથી તે, દશ ઇંદ્રિઓ, એક (મન), અને પાંચ ઇંદ્રીઓના વિષય. ૨

ઇચ્છા, વેર, સુખ, દુઃખ, શરીર, ચેતન, અને ધીરજ આ બધાં વિષે જાણવું અગત્યનું છે.

નમ્રતા, પ્રમાણિકપણું, કોઇને ઇજા નહિં કરવી, સહન કરવું, સરળતા, ગુરૂની ચાકરી કરવી, ચોખાઇ રાખવી, દ્રઢતા, અને પોતાના ઉપર અંકુશ રાખવો. ૪

ઇંદ્રિઓના જુદા જુદા વિષયોમાં પ્રીતિ નહિ રાખવી, અહંકાર નહિં રાખવો, જન્મ, મરણ,

ઘડપણ, બીમારી, અને દુઃખ, એ સઘળાની ખામીઓ સમજવી, સઘળાના દોષ સમજવા. ૫

મમતા વગરના થવું, છોકરો, બૈરી, ઘર એ મારાં છે એ વિચાર કહાડી નાખવા, ગમતું થાઓ અથવા અણગમતું થાઓ [તોપણ બધી વખત] એક સરખું ચિત્ત રાખવું. ૬

મારા ઉપરજ ચિત્ત ચોંટાડવું અને બીજાના ઉપર નહિ રાખવું, એવી એકજ ભક્તિ. એકાંત જગાનું સેવન કરવું, અને લોકોનાં ટોળાંમાં મળી જતાં રાજી નહિ થવું. ૭

આત્મજ્ઞાનમાં હંમેશ મચેલા રહેવું, એ તત્વ જ્ઞાનનો હેતુ સમજવો, એને જ્ઞાન કહેલું છે, એથી જે ઉલટું તે અજ્ઞાન છે. ૮

જાણવા જેવી જે ચીજ તે હું તને કહું છું કે જે જાણવાથી અમરપણું મળે છે. [મોક્ષ થાય

છે]. તે અનાદિ એટલે જેને કોઇ વાર શરૂઆતજ નથી તેવો, અને જેને માટે છે, એમ પણ નથી કહેવાતું, અને નથી એમ પણ નથી કહેવાતું, તે બ્રહ્મ * છે. ૯

તેને સઘળી જગાએ હાથ પગ છે, સઘળી જગાએ આંખ, માથાં, અને મોહડાં છે, સઘળી જગાએ તે કાને સાંભળે છે, અને સઘળાને વીંટલાઇ તે રહે છે. ૧૦

સઘળી ઇંદ્રિઓ રહીત તે છે, તે છતાં સઘળી ઇંદ્રીઓના ગુણ દેખાય છે.

* બ્રહ્મ નાન્યતર જાતિમાં વપરાય છે એટલે બ્રહ્મ કેવું છે, પણ ઘણાઓ બ્રહ્મ કેવો છે એમ બોલવાનું સુગમ ગણે છે, તેથી અને બ્રમ અને બ્રહ્મ એમાં ભુલ નહિં થાય માટે બ્રહ્મની નરજાતી વાપરેલી છે.

કોઈ સાથે સંબંધ–વલગણ નહિ છતાં, સૌનો આધાર છે અને પોતે ગુણ વગર છે તે છતાં સઘળા ગુણોને ભોગવે છે. ૧૧

સઘળા જીવોમાં, સ્થાવર અને જંગમ સઘળી ચીજોમાં, બહાર અને અંદર, બધે તે ફેલાઈ રહેલો છે, તે ઘણોજ બારીક હોવાથી જણાતો નથી, પાસે પણ, અને તેમજ દુર પણ તેજ છે. ૧૨

બધા જીવોમાં તેના કંઈ જુદા જુદા ભાગ થયલા નથી તે છતાં જુદો રહેલો છે. જીવોનો આધાર તેને જાણવો જોઇયે, તેજ પેદા કરનાર અને પોતાની અંદર સમાવી દેનાર છે. ૧૩

તે તેજનું પણ તેજ એવો, અંધારાથી વેગળો છે એમ કહેવાય છે, જ્ઞાન (જાણવું) તે તે છે, જાણવાનું જે છે, તે પણ તે છે, જાણવાથી

જે જાણી શકાય તે તે છે, અને સઘળાનાં રૂદયમાં બિરાજે છે. ૧૪

આ રીતે, ક્ષેત્ર, જ્ઞાન, અને જ્ઞેય તે શું તે તને ટુંકામાં કહ્યું. મારો જે ભક્ત છે તે એ રીતે સમજીને મારા સ્વરૂપને પામવાને લાયક થાય છે. ૧૫

પ્રકૃતિ અને પુરૂષ એ બંનેની કોઈ વખત શરૂઆત થયલીજ નથી એમ તું જાણ, અને એમ પણ જાણ કે જુદાં જુદાં રૂપ અને ગુણ તે પ્રકૃતિથી થયલાં છે. ૧૬

કાર્ય અને કારણ એ બન્ને જે થાય છે તે બન્નેનું મુળ પ્રકૃતિ છે એમ કહેવાય છે. સુખ ને દુ:ખની જે લાગણીઓ તેનું મુળ પુરૂષ કહેવાય છે. ૧૭

પ્રકૃતિમાં રહીને પ્રકૃતિથી પેદા થયલા ગુણોને પુરૂષ ભોગવે છે. ગુણોમાં મમતા રાખવી એજ

સારી અને નઠારી જગાએ જનમ થવાનું કારણુ છે ૧૮

જોનારો, કરવા દેનારો, પાલણુ કરનારો, ભોગવનારો, મોટો ઇશ્વર છે–તેને પરમાત્મા કહે છે અને આ શરીરમાં તે ઉંચામાં ઉંચો પુરૂષ છે.

એ રીતે પ્રકૃતિને અને પુરૂષને અને તેના ગુણોને જે જાણે છે તે હમણા ગમે તે હાલતમાં હોય તોપણ ફરી જનમ પામનારો નથી. ૧૯

કેટલાક પોતાનામાં, પોતાના આત્મા વડેજ આત્માને જોય છે, કેટલાક સાંખ્ય શાસ્ત્ર યોગથી અને કેટલાક કર્મ યોગથી જોય છે ૨૦

બીજા જેઓ આ સમજતા નથી, બીજા પણ લોકોથી જેમણે સાંભળેલું છે તેઓ ઉપાસના (ધ્યાન) કરે છે. જે સાંભળેલું છે તેમાં વળગી રહીને ધ્યાન કરે છે તેઓ પણ મોતને તરી જાય છે ૨૧

હે ભરત કુળમાં સહુથી સારા ! સ્થાવર અને જંગમ જે કંઇ પેદા થાય છે, તે ક્ષેત્રજ્ઞ અને ક્ષેત્રના જોડાવાથીજ થાય છે એમ જાણ.

સઘળા જીવોમાં એક સરખો પરમેશ્વર રહેલો છે, નાશ પામે તે ચીજમાં, નહિ નાશ પામનારો તે છે, એ રીતે જે જોય છે તેજ ( ખરૂં ) જોયછે ૨૨

ઇશ્વરને સઘળે અને એક સરખી રીતે રહેલો જે જોય છે તે પોતે પોતાનો નાશ કરતો નથી અને ઉંચામાં ઉંચી ગતીને પામે છે ( મોક્ષને પામે છે) ૨૩

સઘળી જગાએ જે જે કંઈ કામ થાય છે તે સઘળા કામની કરનાર પ્રકૃતિ છે, અને આત્મા કંઇજ કરતો નથી એમ જે જોય છે તેજ ખરૂં જોય છે ૨૪

જુદા જુદા જીવોના સ્વભાવ એકમાંજ રહેલા છે અને એકમાંથીજ નીકળેલા છે એમ જે જાણે છે ત્યારે તેને પામે છે ૨૫

આદી એટલે શરૂઆત વગરનો, ગુણ વગરનો પરમાત્મા, નહિ નાશ પામે તેવો, અગર જો શરીરમાં રહેલો છે તોપણ, તે કંઇ કરતો નથી અથવા તેને કંઇ વળગતું નથી ૨૬

અગર જો આકાશ સઘળે ફેલાઇ રહેલું છે તોપણ પોતાના બારીકપણાને લીધે આકાશને કંઇ વળગતું નથી, તેમ સઘળી જગાએ સઘળા શરીરોમાં આત્મા રહ્યો છે, તોપણ આત્માને કંઇ વળગતું નથી. ૨૭

જેમ એક સુરજ આખી પૃથ્વિને પ્રકાશ વાળી કરે છે તેમ, ક્ષેત્રજ્ઞ સઘળાં ક્ષેત્રને પ્રકાશ વાળાં કરે છે. ૨૮

જે જ્ઞાનરૂપી આંખથી ક્ષેત્રજ્ઞ અને ક્ષેત્રમાં શું તફાવત છે તે તથા પ્રકૃતિથી જીવ કેમ છુટા થાય છે તે જોય છે તે ઉચામાં ઉંચા ઠેકાણા ને એટલે મોક્ષને પાત્ર છે. ૨૯

બધા જ્ઞાનમાં સારામાં સારૂં જે જ્ઞાન તે ફરીથી હું તને કહું છું, કે જેને જાણીને મુની લોકો ઉંચામાં ઉંચી સિદ્ધિને પામ્યા છે. ૩૦

એ જ્ઞાનનો આસરો લઇને તેઓ મારા સ્વરૂપ-ને પામ્યાં છે, જ્યારે સૃષ્ટિ—તમામ જગત પેદા થાય છે ત્યારે તેઓ જનમ લેતા નથી અને પ્રલય એટલે જગતનો નાશ થાય છે ત્યારે તેઓને ઇજા થતી નથી. ૩૧

મહત બ્રહ્મ એટલે પ્રકૃત એજ મારે ગર્ભરૂપ છે ને તેજ જગાએ હું બીજ મુકું છું, અને સઘળા જીવોની પેદાશ ત્યાંથીજ થાય છે. ૩૨

સઘળી જાતીઓમાં જે જે જીવો પેદા થાયછે તે તે જીવોના ગર્ભને મહત બ્રહ્મ (પ્રકૃતિ) ધારણ કરે છે અને બીજ મુકનારો તેઓનો બાપ હું છું. ૩૩

સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ પ્રકૃતિથી પેદા થયલા છે. શરીરને વિશે, નહિ નાશ પામે એવો જે રહેનારો છે, તેને શરીરની સાથે એ ગુણો બાંધી રાખે છે. ૩૪

એ (ત્રણમાં) સત્વ ગુણ, ચોખો ( મેલ વગરનો ) પ્રકાશ માન (તેજવાળો) અને શાંત છે, તેથી, એ સત્વ ગુણ, સુખ અને જ્ઞાનની મમતા કરાવીને બાંધી લે છે. ૩૫

અને કંઇપણ, ચીજની મરજી બન્ને ગુણથી કામ પેદા થાય છે, અને તેથી શરીરમાં જે રેહેનારો છે, તેને કર્મની મમતા વડે બાંધી લે છે. ૩૬

તમો ગુણુ જે છે તે અજ્ઞાનથી થયલો છે અને તે શરીરમાં રહેનારા સઘળાઓને ભમાવે છે એમ તું જાણુ, અને ગફલત, આળસ, ને ઉંઘથી તે બાંધી લે છે. ૩૭

સત્વ ગુણુ સુખની સાથે જોડી દે છે, રજો ગુણુ, કર્મની સાથે જોડી છે, અને તમો ગુણુ, જ્ઞાનને ઢાંકી નાખીને ગફલત સાથે જોડી દેછે.

રજો ગુણુ અને તમોગુણુ જ્યારે દબાઇ જાયછે ત્યારે સત્વ ગુણુ રહે છે, રજો ગુણુ અને સત્વગુણુ જ્યારે દબાઇ જાય છે ત્યારે તમો ગુણુ રહે છે, અને સત્વ ગુણુ અને તમો ગુણુ દબાઇ જાય છે ત્યારે રજો ગુણુ રહે છે. ૩૯

જ્યારે આ શરીરના સઘળા દરવાજાઓમાંથી પ્રકાશ અથવા તેજ નીકળે છે ત્યારે એમ જાણવું કે સત્વ ગુણુ વધતો જાય છે. ૪૦

લોભ, બધામાં ધુમ્યા રહેવું, કામો કરવામાં મંડી પડવું, સ્હેન વગરના રહેવું. અને કંઇ કંઇ મરજી કરવી, એ સઘળું, રજો ગુણ વધી જાય છે તેથી થાય છે. ૪૧

અંધકાર અથવા કંઇ સુઝે નહિ તેવું, ઉદ્યમ વગરના પડી રહેવું, ગફલત, ભુલ અથવા ભોળવાઇ જવું, એ સઘળું, તમો ગુણ વધી જાય છે તેથી થાય છે. ૪૨

સત્વ ગુણ વધી ગયલો હોય તે વખતે જો માણુસ મરી જાય તો ઉંચામાં ઉંચાં જ્ઞાનને જાણુવાવાળા જે પવિત્ર લોક છે તે લોકને તે પામે છે.

રજો ગુણ વધી પડેલો હોય તે વખતે જો માણુસ મરી જાય તો કામમાં જેને મમતા રહેલી છે એવી જાતમાં તે જનમે છે, જો તમો ગુણ

વધી પડેલો હોય તે વખતે તે મરી જાય છે તો મુઢ જાતીમાં તે અવતાર લે છે. ૪૪

એવું કહેવાય છે કે સારા કામનું ફળ સાત્વિક અને ચોખું મેલ વગરનું છે. રજો ગુણનું ફળ દુઃખ છે અને તમો ગુણનું ફળ અજ્ઞાન છે.

સત્વથી જ્ઞાન પેદા થાય છે, રજો ગુણથી લોભ થાય છે, અને તમો ગુણથી ગફલતી, ભુલવણી, અને અજ્ઞાન થાય છે.

જેઓ સત્વ ગુણમાં ઠરીને રહેલા છે તેઓ ઉંચે ચડે છે, રજો ગુણવાળા વચમાં રહે છે, અને નબળા ગુણથી વીંટલાયલા તમો ગુણવાળ નીચે પડે છે. ૪૭

બહારથી જોનારાને એ ત્રણ ગુણો સીવાય બીજો કોઇજ કરનારો દેખાતો નથી. એટલે એ

ત્રણ ગુણજ કર્તા છે એમ જોય છે, પણ એ ગુણો કરતાં જે ઉંચો છે તેને જ્યારે તે જાણેછે ત્યારે તે મારા સ્વરૂપને પામે છે.

આ ત્રણ ગુણ કે જેથી કરીને આ શરીર પેદા થયલું છે, એ ત્રણ ગુણને, શરીરમાં રહેનારો જ્યારે ઓળંગી જાય છે ત્યારે જન્મ, મરણ, ઘડપણ અને દુઃખથી છુટો પડીને તે અમર થઇને રહે છે. ૪૯

ઉચ્ચ મનવાળા જ્ઞાની વિષે ભગવાન કહેછે.

પ્રકાશને, સંસારમાં મચ્યા રહેવાને, અને ભુલવણીને, છે એમ જાણીને તેના ભણી જે તિરસ્કાર કરતો નથી, અને જો નથી તો તેની મરજી કરતો નથી. ૫૦

જે દરકાર વગરનો થઇને રહે છે અને ગુણોથી ડગતો નથી અને કહે છે કે ગુણ પોતાનું કામ

ક્યાં જાય છે, જે દુર અથવા આઘો ઉભો રહેલો છે અને ડગતો નથી. ૫૧

સુખ ને દુઃખ જેને એક સરખાં છે, જેનું ચિત્ત ઠરેલું છે, લોઢું, માટી અને સોનું જેને સરખા કિમતના છે, ગમતું અણગમતું એ બને જેને એકજ છે, ધીરજવાળો છે, અને વખાણ થાઓ અથવા નિંદા થાઓ તોપણ બન્ને જેના મનને સરખાં છે. ૫૨

આબરૂ અને બેઆબરૂ જેને સરખાં છે, દોસ્ત અને દુસ્મન પણ જેને એકસરખા છે, કંઇપણ કામ માથે લઇને કરવાનું જેણે છોડી દીધું છે, એવા માણસને માટે એમ કહેવાય છે કે તે ગુણોને ઓલંગી ગયો છે. ૫૩

નહિ ડગે એવા ભક્તિ યોગથી જે મને સેવે છે તે ગુણોને ઓલંગી જઇને બ્રહ્મરૂપ થવાને લાયક થાય છે.

કેમકે બ્રહ્મનું ઠેકાણું તે હુંજ છું, નાશ વગરનું જે અમરપણું તેનું, તથા અસલથી ચાલતા આવેલા ધર્મનું અને ચોખ્ખાં એક ધારાં સુખનું ઠેકાણું હુંજ છું. ૫૫

ઉંચું જેનું મુળ છે, નીચી જેની ડાળીઓ છે, એવું પીપળાનું ઝાડ નાશ વગરનું કહેવાય છે, વેદના છંદો તેનાં પાંદડાં છે. આ જે જાણે છે તે વેદનો જાણનાર છે. ૫૬

તેની ડાળીઓ ઉંચે તથા નીચે ફેલાઈ રહેલી છે, ગુણથી તેનું પોશણ થયલું છે, અને વિષય તેની ટીસીઓ (અથવા કળીએ।) છે. અને માણસ લોકમાં કર્મના બંધન કરે એવાં જે તેના મુળીઆં તે નીચે ઉગે છે. ૫૭

એ ઝાડનું આ રૂપ અહિં જાણી શકાતું નથી, તેનું મુળ અને તેનો છેડો અને તે કેવી રીતે રહેલું છે તે જાણી શકાતું નથી, સજ્જડ

જેનાં મુળ બાઝી ગયલાં છે એવું જે પીપળાનું ઝાડ છે તેને મજબુત વેરાગના હથિઆર વડે કાપી નાખીને. ૫૮

એવો રસ્તો શોધી કહાડવો કે જે રસ્તે જવાથી પાછા ફરવાનું થતું નથી; અને અસલથી જેની અંદરથી પ્રવૃતિ નિકળેલી છે, તે મુળ પુરૂષને ખરેખર પામવો. ૫૯

માન અને ભુલવણી જેને રહ્યાં નથી, અને માયાનું દુઃખ જેણે જીતેલું છે, આત્મજ્ઞાનમાંજ જેનું ચિત્ત છે, જેને કોઇપણ જાતની ઇચ્છા રહી નથી, અને સુખ દુખ નામના ઉલટા ગુણના જોડાંની અસરથી જે છુટા થયા છે તે ભુલ્યા વગર, નાશ નહીં પામે એવા ઠેકાણાને પામે છે.

તે જગાએ સુરજ, ચંદ્ર, અથવા અગ્નિનો પ્રકાશ નથી, ત્યાં ગયા પછી ત્યાંથી પાછું આ-

વવું થતું નથી, તેજ મારૂં ઉંચામાં ઉંચું ઠેકાણું છે.

આ જીવ લોકમાં, મારો અસલનો એક અંશ, જે જીવ છે તે જીવ, પ્રકૃતિમાં રહેલી એવી ઈંદ્રીઓ અને છઠું મન, એ સઘળાંને ખેંચી લે છે. ૬૧

જીવ એક શરીરને લે છે અને એક શરીરને છોડી દે છે, એમ લેવામાં જગે જગેથી ગંધ લઇને પવન ચાલે છે તેના જેવો તે થાય છે. ૬૨

કાન, આંખ, ચામડી અડકવાની ઈંદ્રી, જીભ નાક અને મનનો આધાર લઇને તે જીવ ઈંદ્રીઓના જે જે વિષય છે તે તે વિષયને ભોગવે છે. ૬૩

તેને જતાં તથા રહેતાં તથા ગુણોથી વીંટલાઇને ભોગ ભોગવતાં, ભુલવણીમાં ભમતા માણસ જોઇ શકતા નથી, પણ જેને જ્ઞાનની આંખ છે તે જોય છે.

કોશીશ કરનારા યોગીઓ તેને, પોતાને વિશે રહેલો દેખે છે પણ કોશીશ કરનારા હોય તોપણુ જેમનું ચિત બરાબર તાબે થયું નથી. અને જે ટુંકી અકલવાળા છે તેઓ તેને દેખતા નથી. ૬૫

સુરજનું તેજ જે આખા જગતને ઝળકાવી મુકે છે તે, ચંદ્રનું તેજ અને અગ્નિનું તેજ, તે મારૂં છે એમ તું જાણુ. ૬૬

પથ્વિમાં—ભોંયમાં પેશીને હું સઘળા જીવોને મારા બળ વડે રાખી રહયો છું, અને રસવાળો ચંદ્ર થઇને સઘળી વનસ્પતિનું પોષણુ કરૂં છું. તમામ જીવોનાં શરીરમાં રહીને હું વૈશ્વાનર થાઉં છું અને પ્રાણુ તથા અપાન બહાર નીકળતો અને અંદર જતો એ પવનની સાથે રહીને ચાર જાતનો ખોરાક પાચન કરૂં છું. ૬૭

સઘળાંના રૂદય (છાતી)માં હું રહેલો છું,

અને યાદદાસ્ત, જ્ઞાન, અને તર્કશક્તિ મારાથીજ નીકળે છે. સઘળા વેદોમાં જે જાણવા જોગ છે તે હું છું. વેદાંતનો કરનારો, અને વેદ જાણનારો પણ હું છું. ૬૮

આ દુનિયામાં પુરૂષ એ છે એક નાશ પામવાવાળો અને બીજો નાશ નહિ પામે તેવો. સઘળા જીવ નાશ પામવાવાળા છે, અને જે કદી બદલાય નહિ એવો જે છે તેને નહિ નાશ પામવાવાળો કહે છે. ૬૯

એના કરતાં પણ ઉંચો પુરૂષ બીજો છે જેને પરમાત્મા કહે છે, જે ત્રણ લોકમાં ફેલાઇ ગયો છે અને ત્રણ લોકનો આધાર છે તે નહિ નાશ પામવાવાળો ઇશ્વર છે.

નાશને હું ઓલંગી ગયલો છું અને નહિ નાશ પામે તેવાથી પણ હું ઉંચો છું.

ભુલવણીમાં નહિ ભમતાં જે મને એવી રીતે જાણે છે, તે સઘળું જાણનારો, અને બધી રીતે મને ભજનારો છે. ૭૧

આ ઘણુંજ છુપું શાસ્ત્ર તને મેં કહ્યું છે. તે જાણીને માણસ બુધ્ધિવાળો અને કામમાં પાર ઉતરી જનારો થાય છે. ૭૨

નિડરપણું (દહેશત નહિં રાખવી તે), અંતઃકરણ ચોખું રાખવું, જ્ઞાન યોગમાં દ્રઢતા રાખવી, દાન કરવું, ઇંદ્રીઓને તાબામાં રાખવી–યજ્ઞ કરવા, શાસ્ત્રનો અભ્યાસ કરવો, તપ, સરળતા રાખવી. ૭૩

કોઇને ઇજા નહિં કરવી, સાચાપણું રાખવું, ગુસ્સો નહિં કરવો, મમતા છોડી દેવી, શાંતિ, કોઇનું નઠારૂં નહિ બોલવું, જીવોના ઉપર દયા રાખવી, લાલચ નહિં રાખવી, નમ્રતા રાખવી, શરમ રાખવી, અને મન અચળ રાખવું.

હિમત રાખવી, દરગુજર કરવું, ધીરજ, ચોખાપણું, સલુકાઇ, અને મગરૂરી નહિ રાખવી,– એ સઘળું, જે માણુસ દેવતાઇ ગુણવાળો જનમેલો છે, તેનામાં હોય છે. ૪૪

ઢોંગ, મગરૂરી, મોટાઇ, ગુસ્સો, કઠોર બોલવું અને અજ્ઞાન, એ ગુણ જે દૈત્યના ગુણવાળો જનમેલો છે, તેના છે. ૪૫

દેવતાઇ ગુણ જે છે તે મોક્ષને માટે છે અને જે દૈત્યના ગુણ છે તે બંધન કરવા માટે છે. તું દલગીર નહિ થા, કેમકે તું દેવી ગુણ લઇને જનમેલો છે. ૪૬